# श्रीमद्भगवद्गीतासार

(ગીતાના સારરૂપ ૧૮ મો અધ્યાય
મૂળ ૧૫ મો અધ્યાય સહિત)

---

અગ્નિ તણખે પણ બળે, મોટાં જંગલ જેમ;
આ લઘુ પોથીથી બળે, પાપ તાપ સૌ તેમ.
સમજી ઔષધ સેવતાં, ટાળે રોગ તમામ;
ભગવદ્ વાક્ય ભજ્યે ટળે, જન્મ મરણ દુઃખ ધામ.

10395

सस्तुं साहित्य वर्धक कार्यालय
भिक्षु—अखंडानंद, मुं. अमदावाद
પહેલી આવૃત્તિ—પ્રત ૧૦૦૦
મૂલ્ય બે પૈસા, ૧૯

# દાન-ભેટ-સ્મારક

પોતેજ પૂર્ણ જ્ઞાની થઈને બીજાઓને જ્ઞાન આપવું, એ તો કોઈકથીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના જ્ઞાનોપદેશરૂપ ઉમદા પુસ્તકો તો સર્વ કોઈ બીજાઓને આપી શકે.

સારા માઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે થોડુંક ઘી ઓછું વાપરીને પણ) એવાં માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પ્રત્યેક મહેમાનને ભેટ અપાય તો તે તેમને માટે ગમે તેવાં મિષ્ટાન્ન અને પહેરામણીઓ કરતાં અનેકગણાં ઉપકારક થાય એ ખુલ્લું હોવાથી દેશની વર્તમાન દશામાં એવો રીવાજ પાડવાની ખાસ જરૂર છે.

ઇચ્છા હોય તો "અમુક વ્યક્તિના અમુક પ્રસંગ ઉપર અમુક તરફથી સદુપયોગાર્થે સવિનય ભેટ" એવી મતલબનું મુખપૃષ્ઠપર લખીને કે રબરસ્ટાંપથી છાપીને તેવી ભેટ આપવાથી તે, તે પ્રસંગના અને વ્યક્તિના રૂડા સ્મારકરૂપ બની રહે એ પણ સ્પષ્ટ છે.

...આ" જેવી ચોપડી તો માણસ અમસ્થો ... દશ જણને ભેટ આપીને તેમને ...સ પહોંચાડવાનો લ્હાવો લઈ શકે. ...પ્રતો લેનાર જો ઇચ્છશે તો તેને તે ...તલબનું છાપી અપાશે.

'ગીતાસાર' કરતાં અર્થસહિત ...માં આપવી, એ બહુજ ઉત્તમ છે.

...સાહિત્ય, અમદાવાદ

વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

# श्रीमद् भगवद्गीतानो

## अध्याय १८ मो—मोक्षसंन्यासयोग.

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:-

**संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।**
**त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥१॥**

હે મહાબાહો ! હે હૃષીકેશ ! હે કેશિનિષૂદન ! હું પુનઃ પણ સંન્યાસના તથા જ્ઞાનના તત્વને જુદું જુદું જાણવા ઇચ્છું છું. ૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:-

**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः**
**सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥२**

કંઈ વિદ્વાનો કામ્યાદિ બધાંજ કર્મોના ત્યાગને સંન્યાસ સમજે છે;અને કંઇ વિદ્વાનો સર્વ કર્મોના ફળનો જ માત્ર ત્યાગ કરવો, એને ત્યાગ કહે છે.

**त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।**
**यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥३**

કંઇ એક વિદ્વાનો કહે છે કે સર્વ કર્મ થોડા ઘણા

દોષવાળાં હોવાથી બધાંજ કર્મ ત્યજવા યોગ્ય છે; ત્યારે બીજા કહે છે કે યજ્ઞ, દાન અને તપ, એ કર્મો ત્યાજ્ય નથી. ૩

**निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।**
**त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥४**

તેમાં હે ભરતશ્રેષ્ઠ ! ત્યાગ વિષે મારો નિશ્ચય શો છે તે સાંભળ. હે પુરૂષશ્રેષ્ઠ ! ત્યાગ પણ ત્રણ પ્રકારનો કહેલો છે. ૪

**यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ५**

યજ્ઞ, દાન અને તપ, એ કર્મો ત્યાજ્ય નથી પણ કરવા યોગ્ય છે; કેમકે યજ્ઞ, દાન અને તપ, એ તો વિદ્વાનોને પણ પાવન કરનારાં છે.

**एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च**
**कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥६॥**

પરંતુ હે પાર્થ ! વિષયાસક્તિ તથા ફળનો ત્યાગ કરીનેજ તે કરાવાં જોઇએ; એ પણ મારો ઉત્તમ અને નિશ્ચિત મત છે. ૬

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः॥७

સ્વભાવનિયત કર્મનો સંન્યાસ યોગ્ય નથી; છતાં મોહથી તેનો પરિત્યાગ કરવામાં આવે તો તે ત્યાગ તામસ કહેવાય છે. ૭

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ८

દુઃખરૂપ સમજીને કે શરીરશ્રમના ભયથી જે કોઈ કર્મોને ત્યજે, તેનો ત્યાગ પણ રાજસ હોઇને તેથી તે ત્યાગના ફળને પામતો નથી. ૮

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्विको मतः

હે અર્જુન! કર્તવ્ય છે એમ સમજીને તથા આસક્તિ અને ફળનો ત્યાગ કરીને જે સ્વધર્મ-નિયત કર્મ કરાય;તેજ ત્યાગને સાત્વિક માન્યોછે.

न द्वेष्टयकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः॥

જે ત્યાગી અકુશળ કર્મનો દ્વેષ કરતો

નથી તેમ કુશળ કર્મમાં આસકત થતો નથી; તે સત્વગુણી, બુદ્ધિમાન અને સંશયમુક્ત છે. ૧૦

**न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।**
**यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते॥**

દેહધારીઓને માટે સઘળાં કર્મોનો ત્યાગ થવો શકયજ નથી; અને તેથીજ "જે કર્મફળને ત્યજે તે ત્યાગી" એમ કહેવાય છે. ૧૧

**अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।**
**भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित्**

કરેલાં કર્મનું સારૂં, નરસું અને મિશ્ર, એવું જે ત્રણ પ્રકારનું ફળ; તે ફળેચ્છુ અત્યાગીને મુવા પછી પણ ભોગવવુંજ પડે છે. ફળત્યાગી સંન્યાસીનેજ તે કોઇકાળે ભોગવવું પડતું નથી.૧૨

**पंचैतानि महाबाहो कारणानि निबोध मे ।**
**सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम्**

હે મહાબાહો! સર્વ કર્મો થઇ શકવામાં સાંખ્યશાસ્ત્રે જે પાંચ કારણ આવશ્યક કહ્યાં

છે; તે હવે તું મારી પાસેથી સાંભળ. ૧૩

**अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।**
**विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् १४**

એમાં અધિષ્ઠાન, કર્તા, ઇંદ્રિયાદિ જુદાં જુદાં સાધન, વિવિધ પ્રકારની ભિન્ન ભિન્ન ક્રિયા અને પાંચમું કારણ દૈવ છે. ૧૪

**शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।**
**न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः १५**
**तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।**
**पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः १६**

શરીર, વાણી કે મનવડે મનુષ્ય જે કાંઈ શુભ કે વિપરીત કર્મ આરંભે છે; તેમાં એ પાંચે વસ્તુ કારણરૂપ હોવા છતાં જે કોઈ અશુદ્ધ બુદ્ધિને લીધે કેવળ પોતાનેજ કર્તા સમજે છે, તે દુર્મતિ ખરૂં સમજતો નથી. ૧૫, ૧૬

**यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।**
**हत्वापि स इमाँल्लोकान्न हंति न निबद्ध्यते १७**

જેને 'હું કર્તા' એવી ઉંધી ભાવના નથી તેમ

જેની બુદ્ધિ લેપાતી નથી; તે આ સમગ્ર લોકોને હણીને પણ નથી હણતો કે નથી બંધાતો. ૧૭

**ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।**
**करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥१८**

જ્ઞાન (જાણવું), જ્ઞેય (જાણવાનું) અને જ્ઞાતા (જાણનારો), એ ત્રણને લીધે કર્મમાં પ્રવૃત્તિ થાય છે; અને સાધન, ક્રિયા તથા કર્તા, એ ત્રણને લીધે કર્મ બની શકે છે. ૧૮

**ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।**
**प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि १९**

સાંખ્યશાસ્ત્રમાં જ્ઞાન, કર્મ તથા કર્તા, એ પણ ગુણભેદે ત્રિવિધજ કહ્યાં છે; તે યથાવત સાંભળ.

**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम्**

જે જ્ઞાનવડે જુદાં જુદાં સર્વ ભૂતોમાં એકજ અવિભક્ત અવિનાશી પરમાત્મતત્વ રહેલું સમજાય; તે જ્ઞાનને સાત્વિક જાણવું. ૨૦

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान्
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् २१

જે જ્ઞાનથી જુદાં જુદાં સર્વ ભૂતોમાં જુદા જુદા પ્રકારના જુદા જુદા આત્મા રહેલા સમજાય, તે જ્ઞાનને રાજસ જાણવું. ૨૧

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥२२॥

જે જ્ઞાનથી મનુષ્ય હેતુ વિનાજ કોઇ એક કાર્ય કિંવા પદાર્થને સર્વસ્વ માની લઈ તેમાં આસક્ત થાય છે; તેવા તાત્પર્યરહિત અને અર્થરહિત ક્ષુદ્ર જેવા જ્ઞાનને તામસ કહેલું છે. ૨૨

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥२३

ફળેચ્છા રહિત મનુષ્યને હાથે જે સ્વધર્મ અર્થાત સ્વભાવનિયત કર્મ રાગદ્વેષ વિના અનાસક્તપણે કરાય; તે કર્મ સાત્વિક કહેવાય છે. ૨૩

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥२४॥

વિષયેચ્છુ કિંવા અહંકારી મનુષ્યને હાથે બહુ શ્રમથી જે કર્મ કરાય, તેને રાજસ કહ્યું છે.

**अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।**
**मोहादारम्यते कर्म यत्तत्तामसमुच्यते ॥२५॥**

જે કર્મ ક્ષય, હિંસા, સામર્થ્ય અને પરિણામનો વિચાર ન કરતાં માત્ર મોહથીજ આરંભાય; તે કર્મ તામસ કહેવાય છે. ૨૫

**मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।**
**सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्विक उच्यते**

જે કર્તા આસક્તિ વિનાનો, પોતાને કર્તા નહિ માનનારો, ધૈર્ય અને ઉત્સાહવાળો, તથા કાર્યની સિદ્ધિ તેમ અસિદ્ધિમાં હર્ષ શોકાદિ વિકારરહિત છે; તે કર્તા સાત્વિક કહેવાય છે.

**रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।**
**हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः २७**

આસક્તિવાળો, કર્મફળને ઇચ્છનારો, લોભી, ઘાતકી, અપવિત્ર તથા સિદ્ધિ–અસિદ્ધિમાં હર્ષ શોકવાળો કર્તા રજોગુણી કહેવાય છે. ૨૭

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते २८

અસ્થિર, અવિવેકી, અનમ્ર, આળસુ, ખેદ પામનારો અને દીર્ઘસૂત્રી (વિચારમાંને વિચારમાં જ કાર્યને ઠેલ્યા કરનારો) કર્તા તામસી કહેવાય છે.

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥२९॥

હે ધનંજય! ગુણભેદને અનુસરીને બુદ્ધિ તથા ધીરજના પણ ત્રણ ત્રણ પ્રકાર છે; તે સર્વ તને જુદા જુદા કહું છું તે સાંભળ. ૨૯

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये । बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥ ३० ॥

જે બુદ્ધિ પ્રવૃત્તિ શું ને નિવૃત્તિ શું, કાર્ય શું ને અકાર્ય શું, ભય શેમાં ને અભય શેમાં, તથા બંધ શું અને મોક્ષ શું, એ યથાવત જાણે છે; તે બુદ્ધિ હે પાર્થ! સાત્વિકી છે. ૩૦

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।

**अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥**

જે બુદ્ધિવડે ધર્મને તથા અધર્મને અને કાર્યને તથા અકાર્યને યથાવત જાણી શકાય નહિ; તે બુદ્ધિ હે પાર્થ! રાજસી છે. ૩૧

**अधर्मं धर्ममिति या मन्यते तमसा वृता ।**
**सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी**

અજ્ઞાનથી ઢંકાયલી જે બુદ્ધિ અધર્મને ધર્મ માને છે અને સર્વ અર્થ હોય તેથી ઉલટાજ માને છે; તે બુદ્ધિ હે પાર્થ! તામસી છે.

**धृत्या यया धारयते मनःप्राणेंद्रियक्रियाः ।**
**योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी**

જે ધીરજવડે મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાઓ એકનિષ્ઠાથી યોગને અનુકૂળ બનાવાય; તે ધીરજ હે પાર્થ! સાત્વિકી છે. ૩૩

**यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।**
**प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥**

હે અર્જુન! જે ધૈર્યવડે ફળની આકાંક્ષાવાળો મનુષ્ય ધર્મ, અર્થ તથા કામ, એનેજ

પ્રસંગ મળે તેમ તેમ વધાર્યા કરે છે; તે ધૈર્ય હે પાર્થ ! રાજસી છે. ૩૪

**यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।**
**न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥**

જે ધીરજવડે દુર્બુદ્ધિ મનુષ્ય ઉંઘને, ભયને, શોકને, ખેદને તથા મદને છોડતો નથી; તે ધીરજ હે પાર્થ ! તામસી છે. ૩૫

**सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।**
**अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥**
**यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।**
**तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥**

હે ભરતશ્રેષ્ઠ ! હવે સુખના પણ ત્રણ પ્રકાર મારાથી સાંભળ. આત્મબુદ્ધિની પ્રસન્નતાથી ઉપજતા જે અનુપમ સુખમાં કોઈ પણ મનુષ્ય અભ્યાસ કરવાથી રમણ કરી શકીને સર્વ દુઃખોના અંતને પામે છે; તથા જે સુખ આરંભમાં વિષ જેવું પણ પરિણામે અમૃત જેવું છે; તે સુખને સાત્વિક કહ્યું છે. ૩૬, ૩૭

**विषयेंद्रियसंयोगाद् यत्तदग्रेऽमृतोपमम् ।**
**परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८**

જે સુખ વિષયો અને ઇન્દ્રિયોના સંયોગથીજ ઉપજે; તથા જે પ્રથમ અમૃત જેવું પણ છેવટે વિષ જેવું હોય; તેને રાજસ કહ્યું છે. ૩૮

**यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।**
**निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९**

જે સુખ મનુષ્યને પ્રથમ તેમ છેવટે પણ મોહમાંજ નાખે; તથા જે નિદ્રા, આળસ કે પ્રમાદથી ઉપજેલું હોય; તેને તામસી કહ્યું છે.

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः**
**सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः**

આ પૃથ્વીમાં, આકાશમાં કે દેવલોકમાં સુદ્ધાં એવો કોઈ પ્રાણી–પદાર્થ નથી કે જે ઉપર કહેલા પ્રકૃતિજન્ય ત્રણ ગુણોથી મુક્ત હોય.૪૦

**ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।**
**कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥४१**

હે પરંતપ ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને

શૂદ્ર, એઓના સ્વભાવજન્ય ગુણો પ્રમાણે તેમનાં કર્મ પણ જુદાં જુદાં હોય છે. ૪૧

शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥

શમ (મનોનિગ્રહ), દમ (ઇન્દ્રિયનિગ્રહ), તપ, પવિત્રતા, ક્ષમા, સરલતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિકતા; એ બ્રાહ્મણનાં સ્વભાવજન્ય કર્મ છે.

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ४३

શૌર્ય, તેજસ્વિતા, ધૈર્ય, ચાતુર્ય, યુદ્ધમાંથી નાસવું નહિ, દાન અને ઈશ્વરભાવ; એ ક્ષત્રિયનાં સ્વભાવજન્ય કર્મ છે. ૪૩

कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ४४

ખેતી, પશુપાલન અને વેપાર, એ વૈશ્યનાં સ્વભાવજન્ય કર્મ છે; અને સેવાવિષયક કર્મ શૂદ્રને માટે પણ સ્વાભાવિક છે. ૪૪

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।

स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥

પોતપોતાનાં સ્વાભાવિક કર્મોમાં મચ્યો રહેનાર મનુષ્ય અવશ્ય પરમ સિદ્ધિને પામે છે. હુવે સ્વકર્મનિરત મનુષ્ય પ્રથમ તો સામાન્ય સિદ્ધિને જેવી રીતે પામે છે તે વાત સાંભળ.

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥

જેનાથી સર્વ ભૂતોની ઉત્પત્તિ અને પ્રવૃત્તિ છે, અને જેનાથી આ સર્વ જગત વ્યાપ્ત છે; તે પરમાત્માને સ્વકર્મવડે પૂજીને મનુષ્ય તે સિદ્ધિને પામે છે. ૪૬

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥

માટે સ્હેલાઈથી આચરી શકાય એવા પરધર્મ કરતાં પણ ઓછા ગુણવાળો કિંવા કઠિન એવો સ્વધર્મજ શ્રેયકારક છે. વળી સ્વભાવનિયત કર્મ કરનાર પાપને પણ પામતો નથી. ૪૭

सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।

सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवा वाः ॥४८॥

માટે હે કૌન્તેય ! સ્વભાવજન્ય કર્મ કિંચિત દોષવાળું હોય તોપણ ત્યજવું નહિ; કેમકે ધૂમાડાથી ઢંકાયલા અગ્નિની પેઠે બધાંજ કર્મ થોડા કે ઘણા દોષથી આવૃત્ત છે. ૪૮

असक्त द्धिः सर्वत्र जितात्मा विगतस्पृ ः ।
नैष्कर्म्यसि परमां संन्यासना ग च्छति ॥

એ પ્રકારે સ્વધર્મરૂપ સ્વકર્મને આચરતાં આચરતાં મનુષ્ય જ્યારે સર્વત્ર અનાસક્ત બુદ્ધિવાળો, જિતાત્મા અને નિઃસ્પૃહ થાય છે; ત્યારેજ તે જ્ઞાનમાં નિષ્ઠાવાળો થઈ સંન્યાસના યોગવડે શ્રેષ્ઠ 'નૈષ્કર્મ્ય સિદ્ધિ'ને પામે છે. ૪૯

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
स ासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ५०

હે કૌન્તેય ! એ સિદ્ધિને પામવાવાળો મનુષ્ય જે પ્રકારે સચ્ચિદાનંદ પરબ્રહ્મને પામે છે; અને જે વાત જ્ઞાનની પરાકાષ્ઠારૂપ છે તે હવે મારાથી ટુંકામાં સાંભળ. ૫૦

बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च । शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥
विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ५२
अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥

વિશુદ્ધ (અનાસક્ત) બુદ્ધિવાળો મુમુક્ષુ ધીરજથી મનને નિયમમાં લાવીને, શબ્દાદિ વિષયોને ત્યજીને અને રાગદ્વેષને દૂર કરીને; તથા એકાંતને સેવનારો, હલકો આહાર કરનારો, મન વાણી કાયાને નિયમમાં રાખનારો, નિત્ય ધ્યાનયોગ પરાયણ રહેનારો અને વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરનારો થઇને; તેમજ અહંકાર, દુરાગ્રહ, કામ, ક્રોધ, મદ, તથા સંગ્રહ, એ સર્વનો પરિત્યાગ કરીને જ્યારે સર્વત્ર મમતા વિનાનો અને શાન્ત બને છે ત્યારે તે બ્રહ્મપ્રાપ્તિને યોગ્ય થાય છે. ૫૧–૫૩

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ५४

બ્રહ્મજિજ્ઞાસુ આ પ્રમાણે જ્યારે પ્રસન્ન ચિત્તવાળો બનીને કશાનો શોક કે આકાંક્ષા કરતો નથી અને સર્વ ભૂતોમાં સમદૃષ્ટિવાળો થાય છે; ત્યારે તે મારી પરાભક્તિને પામે છે. ૫૪

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः । ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥ ५५ ॥

હું જેટલી મહત્તાવાળો છું અને જે કાંઈ છું, તે વાત તે પરાભક્તિવડે તત્ત્વથી જાણી શકે છે; અને એમ મને તત્ત્વથી જાણ્યા પછીજ તે મારામાં પ્રવેશી શકે છે. ૫૫

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥५६

સદા મારોજ આશ્રય રાખીને પોતાનાં સર્વ કર્મ કર્યા કરનાર મારો કૃપાપાત્ર બનીને ઉપરોક્ત ક્રમથી તે અનાદિ તથા અવિનાશી

એવા પદને—પરમ સિદ્ધિને—પામે છે. ૫૬

**चेतसा सर्वकर्माणि मयि [illegible] मत्परः ।**
**बुद्धियोग[illegible]पाश्रित्य मच्चित्तः सततं भव॥५७॥**

માટે તું મનવડે સર્વ કર્મો સદા મને અર્પણ કરતો રહીને મનેજ સર્વસ્વ માનનારો થા; તથા બુદ્ધિયોગનો આશ્રય લઇને સદા મારામાંજ ચિત્ત રાખવાવાળો થા. ૫૭

**मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसा[illegible]त्तरिष्यसि ।**
**अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥**

એ પ્રમાણે મારામાં ચિત્ત રાખવાથી તું મારી કૃપાવડે સર્વ અંતરાયોને તરી જઈશ; અને જો તું અહંકારથી મારૂં કહેવું નહિ સાંભળે તો વિનાશને પામીશ. ૫૮

**[illegible] न योत्स्य इति मन्यसे ।**
**मिथ्यैष व्यवसायस्ते प्र[illegible]तिस्त्वां नियोक्ष्यति**
**स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।**
**कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यव[illegible]ऽपि तत्**

અહંકારથી તું એમ માને છે કે 'યુદ્ધ નહિ

કરૂં' પણ તારો એ નિશ્ચય મિથ્યાજ છે. તારી ક્ષાત્રપ્રકૃતિ તને યુદ્ધમાં ખેંચી જશે; કેમકે હે કૌંતેય! સર્વની પેઠે તું પણ પોતાનાં સ્વભાવજન્ય કર્મ સાથે બંધાયલો હોવાથી મોહને લીધે અત્યારે જે કરવા ઈચ્છતો નથી તે છેવટ પ્રકૃતિને વશ થઈને પણ કરીશજ. ૫૯–૬૦

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥६१॥**
**तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।**
**तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम्**

હે અર્જુન! જે ઈશ્વર સદા સર્વભૂતોના હૃદયપ્રદેશમાં રહેલો હોઈને તેમને પોતાની યોગમાયાવડે યંત્રપર બેસાડેલાં પુતળાંઓની પેઠે ચલાવી રહ્યો છે, તે પરમાત્માનેજ શરણે સર્વ-ભાવથી જા. હે ભારત! તેની કૃપાથીજ તું પરમ શાન્તિને તથા શાશ્વત ધામને પામીશ. ૬૧–૬૨

**इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।**
**विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥६३॥**

આ પ્રમાણે મેં તને ગુહ્યથી પણ ગુહ્ય-તર જ્ઞાન કહ્યું; હવે તેનો પુરેપુરો વિચાર કરીને જેમ ઈચ્છામાં આવે તેમ કર. ૬૩

**सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।**
**इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम्**
**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यासि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे**

ફરી પણ સર્વ ગુહ્યોમાં ગુહ્યતમ એવું મારૂં સારભૂત વચન સાંભળ. તું મને અત્યંત પ્રિય હોવાથી તારૂં હિત તને કહુંછું કે; "મારામાંજ મન રાખ; મારોજ ભક્ત થા; મારૂં જ પૂજન કર અને મનેજ નમસ્કાર કર." તું મારો પ્રિય હોવાથી તને પ્રતિજ્ઞાથી કહુંછું કે એથી તું મનેજ પ્રાપ્ત થઇશ. ૬૪, ૬૫

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥**

માટે સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને મને એકને જ શરણ થા. હું તને સર્વ પાપોથી

મુક્ત કરીશ, શોક ન કર. ૬૬

**इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।**
**न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति**

આ ગુહ્યજ્ઞાન તારે અતપસ્વીને, અભક્તને, સેવા રહિતને, સાંભળવાની ઇચ્છા વગરનાને તથા મારો દ્વેષ કરનારને કહેવું યોગ્ય નથી. ૬૭

**य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ॥**
**भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः६८**

આ પરમ ગુહ્યજ્ઞાન જે કોઈ મારા ભક્તોને સમજાવશે; તે પણ નિઃસંશય મારી પરાભક્તિ કરીને મનેજ આવી મળશે. ૬૮

**न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।**
**भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥**

સકળ મનુષ્યોમાં તેના કરતાં મારૂં વધારે પ્રિય કરનાર કોઈ નથી; અને મને પણ આ ભૂમિમાં તેનાથી વધારે પ્રિય કોઇ નથી. ૬૯

**अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।**
**ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥**

આપણા બેઉના આ ધર્મવર્ધક સંવાદનું જે સદ્ભાવથી અધ્યયન કરશે; તેણે જ્ઞાનયજ્ઞવડે મારૂં પૂજન કર્યું એમ હું સમજુંછું. ૭૦

**श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।**
**सोऽपि मुक्तः शुभाँल्लोकान्प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥७१॥**

જે મનુષ્ય દ્વેષરહિત અને શ્રદ્ધાવાન થઈને આ ગીતાશાસ્ત્રનું શ્રવણ કરશે; તે પણ પાપોથી મુકત થઈને પુણ્યકર્મવાળાઓને પ્રાપ્ત થનારા શુભ લોકોને પામશે. ૭૧

**कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।**
**कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥७२॥**

હે પાર્થ ! તેં આ જ્ઞાન એકાગ્ર ચિત્તે સાંભળ્યું ? અને હે ધનંજય ! તારો અજ્ઞાનજન્ય મોહ સર્વથા નાશ પામ્યો ? ૭૨

**अर्जुन उवाच ।** અર્જુન બોલ્યા:-

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाऽच्युत**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ७३**

હે અચ્યુત! આપના પ્રસાદથી મને કર્ત્તવ્યની સ્મૃતિ પ્રાપ્ત થઇ છે અને મારો મોહ નાશ પામ્યો છે. હવે હું સંદેહરહિત થયો છું અને આપના વચન પ્રમાણેજ કરીશ. ૭૩

संजय उवाच । સંજય બોલ્યા:-

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥७४॥

હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે ભગવાન વાસુદેવ અને મહાત્મા અર્જુન વચ્ચેનો આ અદ્ભુત તથા રૂવાં ઉભાં કરે એવો સંવાદ મેં સાંભળ્યો.

व्यासप्रसादाच्छ्रुतवानेतद् गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात् साक्षात्कथयतः स्वयम्

આ પરમ ગુહ્ય યોગ કે જેને સાક્ષાત યોગેશ્વર શ્રીકૃષ્ણ પોતેજ કહેતા હતા; તે ભગવાન વ્યાસની કૃપાવડેજ હું સાંભળી શક્યો. ૭૫

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोःपुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥७६॥

**तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।**
**विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनःपुनः**

હે ધૃતરાષ્ટ્ર રાજન્ ! કેશવ અને અર્જુનના આ અદ્‌ભુત અને પુણ્યદાયક સંવાદને સંભારી સંભારીને હું વારંવાર હર્ષ પામું છું; અને શ્રીહરિનું તે અતિ અદ્‌ભુત વિશ્વરૂપ પણ સંભારી સંભારીને હે રાજન્ ! મને મહાન આશ્ચર્ય થાય છે અને હું રહી રહીને આનંદ પામું છું.૭૬–૭૭

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।**
**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥७८॥**

જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ અને જ્યાં અર્જુન જેવો ધનુર્ધારી છે; ત્યાંજ સંપત્તિ, વિજય, ઐશ્વર્ય અને અચળ નીતિ છે; એમ મારો મત છે.

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे संन्यासयोगो नामाष्टादशोऽध्यायः ॥ १८ ॥

# पंचदशोऽध्याय—पुरुषोत्तमयोग.

श्रीभगवानुवाच ।

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुण-
प्रवृद्धा विषयप्रवालाः । अधश्च मूलान्यनुसंत-
तानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥२॥

न रूपमस्येह तथोपलभ्यते नांतो न
चादिर्न च संप्रतिष्ठा । अश्वत्थमेनं सुविरूढ-
मूलमसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥३॥

ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता
न निवर्तंति भूयः । तमेव चाद्यं पुरुषं प्रपद्ये
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥४॥

निर्मानमोहा जितसंगदोषा अध्यात्म-
नित्या विनिवृत्तकामाः ॥ द्वंद्वैर्विमुक्ताः सुख-
दुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥५॥

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।

यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥६॥
ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ७
शरीरं यद्वाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ८
श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥
उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम्
विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः१०
यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः११
यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥
गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः
अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।

प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥
सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तः स्मृ-
तिर्ज्ञानमपोहनं च । वेदैश्च सर्वैरहमेव वेद्यो
वेदांतकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥
द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७
यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः॥
यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥१९॥
इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत २०

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगो नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥



# तैयार माला ग्रंथो

૧ વાલ્મીકિરામાયણ-ભાષાંતર પૃષ્ઠ ૧૪૦૦ રૂ. ૬)
૨ સ્વામી રામતીર્થ-ગ્રંથ ૨ જો. ,, ૫૦૦ ૨)
૩ આદિ અને સભાપર્વ ... ,, ૬૦૦ ૨॥
૪ આર્યભિષક્ ... ... ... ,, ૧૦૦૦ ૪)
૫ શ્રી દાસબોધ... ... ... ,, ૬૨૦ ૨॥

**नीचला ग्रंथो १९७९ मां अने ते पछी छपाशे.**

જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા... મૂલ્ય આશરે રૂ. ૩)
સ્વામી રામતીર્થ-ભાગ પહેલો... ,, ૨॥
શાંતિપર્વ-મહાભારતનું......... ,, ૫)
ભારતનાં સ્ત્રીરત્નો-બેઉ ભાગ......,, ૫)
કાઉન્ટ ટૉલ્સ્ટૉય-મોટું ચરિત્ર......,, ૫)
નેપોલિયન બોનાપાર્ટ-મોટું ચરિત્ર ,, ૪)
સ્વામી વિવેકાનંદ-નહિ મળતા ભાગો ,, ૫)
ટુંકી વાર્તાઓ-નહિ મળતા ભાગો ,, ૫)
ભારતનાં પુરુષરત્ન-ચારિત્રમાળાનાં ,, ૫)
યોગવાસિષ્ઠ મહારામાયણ...... ,, ૧૨)
શ્રીમદ્ ભાગવત ભાષાંતર...... ,, ૫)
રાજસ્થાનનો ઇતિહાસ........ ,, ૫)

**સસ્તું સાહિત્ય વ૦ કાર્યાલય-અમદાવાદ.**

મુંબઈમાં ઠે૦ કાલબાદેવીરોડ, હાથીબિલ્ડીંગ, ત્રીજે માળે.

લોકહિતાર્થે સ્વલ્પ મૂલ્યે મળતી વિવિધ પ્રકારની

# ભગવદ્ગીતાઓ

| પ્રકાર | | પાકું પુંઠું | પટીવાળું |
|---|---|---|---|
| ગુજરાતી ટીકા સાથે–ગુટકો | | ૦॥ | ૦।= |
| હિન્દી ટીકા સાથે | ,, | ૦॥ | ૦।≡ |
| મરાઠી ટીકા સાથે | ,, | ૦॥ | ૦।≡ |
| માત્રમૂળશ્લોકના નાના અક્ષરમાં ગુટકા | | | ૦)≡ |
| ,, ,, મધ્યમ અક્ષરમાં | ,, | ૦।≡ | ૦।– |
| ,, ,, મોટા અક્ષરમાં પોથી | | ૦॥। | ૦॥= |

# પં[illegible]તાઓ

| | | | |
|---|---|---|---|
| માત્રમૂળશ્લોક ના નાના અક્ષરમાં ગુટકા | | ૦।≡ | ૦।– |
| ,, ,, મધ્યમ અક્ષરમાં | ,, | ૦॥= | ૦॥ |
| ,, ,, મોટા અક્ષરમાં પોથી | | ૧)= | ૦॥।= |

ગુજરાતી તથા હિન્દી ટીકા સાથે પણ છપાશે.

| | | |
|---|---|---|
| છબી ભગવાનની મોટી ઈંચ ૭×૧૦ ની | | ૦)– |
| ,, બહાદૂર સર્વદમનની | ,, | ૦)– |
| ,, વ્યાસ ગણેશની | ,, | ૦)– |

ત્રણેમાંથી ગમે તે મળીને ૧૦ છબીના ૮ આના.

**સસ્તું સાહિત્ય વ૦ કાર્યાલય–અમદાવાદ.**

મુંબઇમાં ઠે. કાલબાદેવીરોડ, હાથીબિલ્ડીંગ, ત્રીજેદાદરે.

તેર વરસથી પાંચ હજારની સંખ્યામાં નીકળતી

# વિવિધ ગ્રંથમાળા

આ માળા દ્વારા અત્યાર સુધીમાં સેંકડો ઉપયોગી પુસ્તકો નીકળી ચૂક્યાં છે. હાલ તેનાં વાર્ષિક ગ્રાહકોને દરવર્ષે ૧૫૦૦ પૃષ્ઠનાં પુસ્તકો પોસ્ટેજ સાથે માત્ર રૂ. ૩ામાં અને પાકાં પૂઠાં સાથે ૪ામાં અપાય છે, ગમે ત્યારે ગ્રાહક થવા છતાં વર્ષની શરૂથીજ પુસ્તકો અપાય છે. આગલાં પણ કેટલાંક પુસ્તકો હજી મળે છે. વળી આ માળા સિવાય બીજાં જે ઉપયોગી પુસ્તકો આ ખાતા તરફથી નીકળે છે; તેની ખબર આ માળામાં અપાયતે તરતમાં લેનારને તે ખાસ કિફાયતે અપાય છે.

## ખાસ સુચના

પાછળ જણાવેલાં સર્વ પુસ્તકોનું પો. વી. અલગ છે. વિગતે સુચીપત્ર મફત મોકલાશે. રૂ ૧) ઓછાનાં પુસ્તક વી. પી. થી મોકલાશે નહિ. રૂા. નાં સામટાં પુસ્તક, તેના પૂરા પૈસા ઉપરાંત પેકિંગ વગે ૦ા વધુ મોકલી રેલ રસ્તે મંગાવતાં જુજ ખર્ચથી આ

**સસ્તું સાહિત્ય વ૦ કાર્યાલય—અમદાવ:**

**મુંબઇમાં ઠે૦ કાલબાદેવીરોડ, હાથીબિલ્ડીંગ, ત્રીજે**

અમદાવાદમાં "સસ્તું સાહિત્ય મુદ્રણાલય" મ
ભિક્ષુ અખંડાનંદના પ્રબંધથી મુદ્રિત.